# ભારતનો ભંડાર

અથવા

## ગાંડીવ ગોળો




કીંમત ૧ આનો.

લેખક—

**મોતીભાઈ બકોરભાઇ પટેલ.**

**મુ. કરમડી તા. કરજણ. વાયા મીયાગામ**

આવૃત્તિ ૧ લી [illegible] ૧૯૭૫

મુદ્રક— ઇશ્વરલાલ મુળચંદ વીમાવાળા
ગાંડીવ મુદ્રણાલય કેળાંપીઠ સુરત .

પ્રકાશકઃ— દેશાઇભાઇ શંકરભાઇ પટેલ મુ૦ કરમડી .
તા૦ કરજણ વાયા મીયાંગામ

# મોહનની મોરલી

મોહન મોરલી વાગે ચેતનતા સર્વ સાજે
તીણા તીણા શૂર સંભળાયે મોહન મોરલી વાગે (૧)
ભારતને ઉદ્ધારે ગુલામીમાંથી છોડે
ઈર્ષા અભીમાન છોડાવો રે મોહન મોરલી વાગે (૨)
બહીસ્કાર વિદેશીનો કીધો ખાદીનાં વસ્રો પેર્યાં
કોટી રૂપીઆ બચાવે રે મોહન મોરલી વાગે (૩)
રખડતી પ્રજા જે હતી ધંધે વરગાડી દીધી
ભાગ્ય એમનાં ખુલેરે મોહન મોરલી વાગે (૪)
ઈશ્વર તું વહેલો થાજે હિન્દની દાઝ કાજે
પરતંત્રતા છોડાવજે મોહન મોરલી વાગે (૫)
ટેક રાખ્યો ગાંધીજીનો સ્વરાજ્ય લેવા કાજે
લડીશું દેશને માટે મોહન મોરલી વાગે (૬)

# હિન્દ દેવીની સ્તુતિ

(હરી ગીત છંદ)

ઓ હિન્દ માતા પગે લાગું છું આઘડી હું આ ઘડી
દિન આથમી ઘોર અંધારી રાત્રી પડી છે આ ઘડી
શી હિન્દની કથની કહું હું ઉરમાં કંઈ કંઈ થાય છે
ભૂખે મરતા બંધુઓ આ દેશમાં અથડાય છે
વસ્ત્રો વિના નાગા ફરે તડકો ટાઢ વેઠતા ફરે
ભઈડકી ખાવા મલતી નથી એવાની કોણ દાદ સાંભળે
શ્રીમંત લોકો મોટરો ને ગાડી ઘોડા લઇ ફરે
ચાનાં ઠીકરાં ચાટવા નીત બજારમાં ભમતા ભમે
વિદેશી કપડાં પહેરીને ટાટમ ટાટ થઇને ફરે
પૈસો વિદેશે જાયછે તે મનમાં કંઇ ના લહે

લેખક. મોતીભાઈ.



# ભારતના સંતાનોને

હવે તમે જાગશો વીરા તમારા દેશને માટે
અરે ઓ હિન્દના હીરા સુતાશું સોડ તાણીને
અરે શું સુઈ રહ્યા વીરો જાગોને હિન્દના સીંહો
ઝાલોને સત્યનાં શસ્ત્રો તમારા દેશને માટે
ગયા છે જેલની માંહી ઘણા માતા તણા પુત્રો
હવે જાઓ તમો માંહી તમારા દેશને માટે
અરે દાઝ લાવો દીલમાંહી તમારા બંધુઓ કહે
છોડાવો સત્યથી એમને તમારા દેશને માટે

લેખક. મોતીભાઇ

---

## (ગઝલ)

અરે ઓ બંધુઓ મારા કરોને દેશની સેવા
હવે થાવો તમે તૈયાર બનો સત્યા ગ્રહી ચેલા
ભમે છે અન્ન વિના બંધુ ફરે વસ્ત્રો વિના નાગા
નથી કો દાદ સાંભળતા હવે તેમની કરો રક્ષા

ખાધુ પીધુ ઘણું કીધુ ફર્યાં નીત ગાડી ઘોડામાં
ઘણી મોટરોમાં બેઠા ગયા નાટક તમાસામાં
નથી મોજો ઉડાવની ગયો વખત તે તો ચાલી
દુઃખી એ દુઃખી થાવાનો વખત આવ્યો હવે ભાઇ

લેખક. મોતીભાઈ



## ઈશ્વર પ્રાર્થના

ઓ પરમાત્મારે મહાત્માને છોડાવજો
હિન્દની વ્હારે ધાજો ઓ પરમાત્મા રે—મહાત્મા
સ્વર્ગેથી ઉતરી આવજો હિન્દ ઉપર દયા લાવજો
ગુલામીમાંથી છોડાવજો ઓ પરમાત્મારે—મહાત્મા
અસહકાર ને મદદ કરજો ભક્તિ કરવા શક્તિ આપજો
અમારા બાહુમાં બળ લાવજો ઓ પરમાત્મારે—મહાત્માને
છોડાવજો

લેખક. મોતીભાઈ

# વિદેશી કાપડનો ફટકો

(રાગ ખુને જીગર)

ઓ હિન્દ તણા સંતાનો સદા વિનવું છું તમને હું
સૌને ખાદી પહેરાવું, રે ઓ હિન્દ તણા સંતાન (૧)
વિદેશી કાપડ છોડી પહેરો હવે સ્વદેશી
બનો હવે તમે દેશીરે ઓ હિન્દ તણા સંતાન (૨)
ખરબચડી ખાદી માંહી રહી દેશની આબાદી
બનો હવે તમે વાદીરે ઓ હિન્દ તણાં સંતાન (૩)
પરદેશી કાપડ માંહી ખેર ચઢે છે લોહી
તેણે તમે પડ્યા મોહીરે ઓ હિન્દ તણા સંતાન (૪)
પરદેશી કાપડ પહેરી ગયા તમે વટલાઇ
ગાયોની કતલો કરાવીરે ઓ હિન્દ તણા સંતાન (૫)
સુદર્શન ચક્રના જેવો ફરતો રેંટીઓ તેવો
ભારતને ઉદ્ધારતોરે ઓ હિન્દ તણા સંતાન (૬)
તેમાં સૂર એવા નીકળે માંચેસ્ટરની મીલો તૂટે
પછી ભારતને ઉદ્ધારેરે ઓ હિન્દ તણા સંતાન (૭)
ગરીબીમાંથી ટાળે કોટી રૂપીઆ બચાવે
તવગર દેશને બનાવેરે ઓ હિન્દ તણા સંતાન (૮)
દેવ જેવા નીકળ્યા કૃષ્ણ જેવા ગાંધી
બધો દેશ લીધો બાંધીરે ઓ હિન્દ તણા સંતાન (૯)
ઓ ભારતના સતાનો અસહકાર કરોને સામો
ગુલામી બેડી તોડોરે ઓ હિન્દ તણા સંતાન (૧૦)

હિન્દુ મુસલમાન ભાઈઓ અંત્યજને બંધુ જાણો
બધા ભારતના સંતાનોરે એ હિન્દ તણા સંતાન (૧૧)
કોઇ કોઇમાં ભેદ નાગણો બધાને સરખા માનો
તો તો સરકારને કાઢોરે એ હિન્દ તણા સંતાન (૧૨)
અંગ્રેજના અત્યાચારો પંજાબમાં ચલાવ્યો મારો
હવે તમે તેને ટાળોરે એ હિન્દ તણા સંતાન (૧૩)
જલીયાંનવાળા બાગમાં કર્યાં છે કાંકર્મો
તે ખટકેછે મારા દીલમાંરે એ હિન્દ તણા સંતાન (૧૪)
ગાંધી બાપુને માનો તેમની પાછળ ચાલો
આત્મભોગ તમે આલોરે એ હિન્દ તણા સંતાન (૧૫)
દુઃખથી પાછાના હઠો ખુશીથી જેલમાં જાવો
જેલને મોસાળ સમ માનો રે એ હિન્દ તણા સંતાન (૧૬)
મન મારૂં છે હવે મોહ્યું મોહન દીલમાં ચોંટયું
હવે નહિ ખટકે ખટકાવ્યું રે એ હિન્દ તણા સંતાન (૧૭)
ગાંધીના ગુણ ગાવો કંઈ દેશ દાઝ લાવો
તેણે દેવસમા માનોરે એ હિન્દ તણા સંતાન (૧૮)
ગાંધી બેઠા જેલમાં તેજાણે હું મહેલમાં
તેવું તેમના મનમાંરે એ હિન્દ તણા સંતાન (૧૯)
બનો હવે અસહકારી સ્વરાજ્ય લવા તૈયારી
મોતી કહેછે વિનવીરે એ હિન્દ તણા સંતાન (૨૦)



# ખાદી

અહા ? ખાદી અહા ? ખાદી, કરી તેં ખુબ આબાદી,
અહા ? પહેરી અમે ખાદી, બન્યાં ખાદી તણા વાદી (૧)
હતી કાળાશ અમ પર જે, કરી સૌ દૂર આજજ તે,
બનાવ્યા સુખીઆ સૈ ને, અહા ?ખાદી અહા ? ખાદી (૧)
હતો અભિમાન જે લુખો, પરાધીનતા તણાં દુઃખો,
મળ્યાં તુજ આવતાં સુખો, અહા ? ખાદી અહા ? ખાદી.(૩)
અરે તુજ સંગ છે એવો, કહે સૌ કપ્રના દેવો,
ગરીબો નો મીઠો મેવો, અહા ? ખાદી અહા ? ખાદી(૪)
સ્ત્રીઓ આબ ાલને વૃદ્ધો, ગરીબો નેજ શ્રીમંતો,
કરે તારૂં સ્મરણ એ તો; અહા ? ખાદી અહા ? ખાદી.(૫)
પુરાણી દેવીઓ મ્હારી, કરાવી ઐક્યતા ભારી,
નસાડી પરતંત્રતા બેડી, અહા ? ખાદી ? અહા ખાદી (૬)
બનાવ્યો દેશ ઉદ્યોગી, લગાડી કામ ભીખારી
સુધાર્યાં જીવનો તેં તો અહા ? ખાદી ? અહા ખાદી. (૭)



## ગાયન

ભારતમાં કેવા કેવાછે ગમાર (૨)
જેણે મનમાં નથી કંઈ લગાર—ભારતમાં-
જેણે દેશ દાઝ નહિ મનમાં જેણે લાગણી નહિ (૨)
તેના જીવતરને છે ધિક્કાર—ભારતમાં-



## ગરબો

(રા.ગ પુનમચાંદનીનો)

ભારત માતાઓ પહેરો ખાદી ખંતથીરે
જેનાથી થાએ હિન્દનો ઉધ્ધાર
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ રેંટીઓરે

(સાખી)

ખાદી ઘણી ટકાઉછે દેખાય દૂધ સમાન
ગરીબ કે શ્રીમંત સૌ પામે સરખું માન

માટે ખાદીની સાડી અંગે ધરજો રે
જેથી રાજી થાએ જીવન પ્રાણ ધાર
પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ રેંટીઓરે—ભારત.

(સાખી)

હાથે કાંતી હાથે વણી પહેરો ખાદી સદાય
જર ન જાય પરદેશમાં દુર્બળ દેશ ન થાય
માટે ખાદીનાં વસ્ત્રો પહેરો હોંસથીરે
જેથી ગાંધીજીના મનમાં શાંન્તી થાય
પ્રીતે પધરાવોને મંદિરમાંસઉ રેંટીએ.રે—ભારત-

(સાખી)

ગૌમાતાને કાપીને લોહીનાં પીપ ભરય
તેણે વિલાયત મોકલી ખેર વસ્ત્રો ને દેવાય
માટે સખીઓ વિદેશી કાપડ તજજોરે
જેથી ગૌમાતાનું પાપ કદી નવ થાય
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ રેંટીઓરે—ભારત

( સાખી )

વિદેશી વિસ્ટા સમ માનજો રાખો ન ઘરની માંય
ખૂણે ખૂણેથી શોધીને અગ્ની મુકો માંય
સખી ગાંધીજી નામંત્રો ગ્રહણ કરીએરે
તેમનું સાક્ષાત છે પ્રભુનું સ્વરૂપ
પ્રીતે પધરાવોને મંદિરમાં સૌ રેંટીઓરે—ભારત

લેખક મોતીભાઈ



# વિનંતિ

દેશી માલને ઉત્તેજન આપો મમ બંધુઓ ભારત બંધુઓ

સાદી ખાદી પહેરો (૨) સુંદર ને સસ્તી—ભારત બંધુઓ

ઈશ્વરની કૃપાથી ગરીબીને ટાળો (૨)

ભારતને ઉધ્ધારવા (૨) ગાંધીજી પ્રગટયા—ભારત બંધુઓ

ઈશ્વર તમને સહાય કરશે કરશે તમને સુખી (૨)

શંકાને તમે કાઢો (૨) ભય નહિ રાખો —ભારત બંધુઓ

કરો અસહકાર સામો સરકારની સાથે (૨)

રહેવું નથી આવે (૨) ગુલામી કાઢો —ભારત બંધુઓ

ભાગ્ય તમારાં ખુલ્યાં થાવો હવે તૈયાર (૨)

ઈશ્વરની કરો પ્રાર્થના(૨) મમબંધુઓ—ભારત બંધુઓ



# ગઝલ

પ્રભુએ મહેર કીધીછે કીધીછે હિન્દ ઉપર દયા
ભારત દેવ જાગ્યાંછે જાગ્યાંછે ગાંધીના જેવા (૧)
ઇશ્વર ની સહાયથી આજે સ્વરાજ્ય લેવાને તૈયારી
રાજા જેવા થયા ઘેલા બન્યા હવે અસહકારી (૨)
મરશે દેશ ના માટે લઢશે દેશની દાઝે
ભાશુ બાંધી રે જાશે આવતા જન્મને માટે (૩)
ઇશ્વરના દરબાર માંહી ન્યાય અને સત્યને માટે
પહેલી ખુરશી મલશે ભવે ભવનો ફેરો ટળશે (૪)
ટકીલો એ મનુષ્ય છે અસહકાર નહિ હવે છોડશે
લઢશે બંધુઓ માટે ગુલામીમાંથી છોડાવશે (૫)



# ગાંધીજીને આમંત્રણ

આવળ સોટી પુરે ભરીરે દાતણુ કરતાં જાત્રે
ગાંધીજી સ્વરાજ્ય લઇ વહેલા આવજોરે
દાતણુ કરશું જેલમાંરે ફરતી અંગ્રેજની ફોજરે–ગાંધીજી
તાંબાતે કુંડી જળે ભરીરે નાણુ કરંતા જાવરે ,,
નાવણુ કરશું જેલમાં રે ફરતી અંગ્રેજની ફોજરે ,,
સેવ સુંવાળી ને લાપસીરે ભોજન કરંતા જાવરે ,,
ભોજન કરશું જેલમાંરે ફરતી અંગ્રેજની ફોજરે ,,
પાન સોપારી ને એલચીરે મુખવાસ કરંતા જાવરે ,,
મુખવાશ કરશું જેલમાં રે ફરતી અંગ્રેજની ફોજરે ,,
સાગ સીસમના ઢોલીઆરે પોઢંણુ પોઢંતા જાવરે ,,
પોઢણુ પોઢશું જેલમાં રે ફરતી અંગ્રેજની ફોજરે ,,

લેખક. મોતીભાઈ



ઇતિહાસથીયે અદ્ભૂત,
વાર્તાથીયે રસિક,
નાટકથીયે ખેંચાણકારક
પુષ્કળ માહિતીથી ભરપૂર

**રસીલું નવું પુસ્તક.**

# બૉમ્બયુગનું બંગાળા

લખનાર ( અરવિંદનાભાઈ )

**બારીન્દ્ર કુમાર ઘોષ.**

બોમ્બયુગના બ્રહ્મા તરીકે ઓળખાતા નરવીરે, બાર બાર વરસ કાળાં પાણી ભોગવવા જતાં પહેલાં કરેલાં અદ્ભૂત પરાક્રમોની સ્વલિખિત કહાણી; નહિ વાંચશે તે પસ્તાશે. જે વાંચશે તે સંઘરશે.

૦—૧૨—૦

**આજેજ લખો.**

**ગાંડીવ સાહિત્ય મંદિર.**

કેળાંપીઠ, ચૌટું, સુરત.

છપાય છે ?                                        છપાય છે ?

જરૂર વાંચો

# કુમુદ

## અને

# રત્ન

અત્યુતમ નવલકથા લગભગ દોઢશો પાનોનું દળદાર પુસ્તક પોતાની પ્રિય મંડળીને ખુશી કરવી હોય તો જરૂર આ પુસ્તકના ગ્રાહક થાવો અગાઉથી ગ્રાહક થનાર પાસે ૦-૧૨-૦ લેવામાં આવશે પાછળ થી રૂા. ૧-૦-૦ પડશે અગાઉથી ગ્રાહક થનાર નાં નામ પુસ્તકમાં બહાર પાડવામા આવશે માટે આજેજ નીચેના શીરનામે લખો અને નામ નંધાવો

લેખક

**મોતીભાઈ બકોર ભાઈ પટેલ**

**મું- કરમડી- તા- કરજણ- વાયા- મીયાગામ**